॥ ઓ૩મ્ ॥

# જનગણના અને આર્યોનું કર્તવ્ય



લેખક :

શ્રી. પં. જ્ઞાનેન્દ્ર 'સિદ્ધાન્તભૂષણ'



સ્વ. ઠા. નથુભાઇ નેણશી કોઠારીએ સ્થાપેલ
વેદવિદ્યોત્તેજક ફંડમાંથી છપાવી પ્રસિદ્ધ કરનાર
બાપુભાઈ કુબેરદાસ પટેલ
સં. મંત્રી, મું. પ્ર. આર્ય પ્રતિનિધિ સભા,
આણંદ.



પ્રત ૨૦૦૦] [સંવત ૧૯૯૬

# જનગણના અને આર્યોનું કર્તવ્ય

કોઈ સમય એવો હતો જ્યારે ગુણોની પૂજા થતી હતી ગુણોના મુકાબલામાં હજારોની સંખ્યા નકામી સિદ્ધ થતી હતી. બ્રહ્મર્ષિના વાક્યનું મૂલ્ય સેંકડો રાજા મહારાજાઓ કરતાં વધારે ગણાતું એટલું જ નહીં પરંતુ એક તરફ બધી સભા હોય અને બીજી તરફ કેવળ એક જ ગુણી મનુષ્ય હોય તો ન્યાય એના પક્ષમાં જ મળતો હતો. પરંતુ આજના યુગમાં પરિવર્તન છે. એક મહાનથી મહાન વ્યક્તિનું મૂલ્ય એક મૂર્ખ મનુષ્યના સમાન જ ગણાય છે કારણ કે તે સભાસદ છે અને બીજો પણ સભાસદ છે એ અવસ્થામાં બે મૂર્ખ મળી જાય તો તે મહાન વ્યક્તિનું કાંઇ પણ મૂલ્ય રહેતું નથી. અર્થાત્ આજનો યુગ ગુણનો નથી—ઉન્નત આત્માનો નથી; પરંતુ સંખ્યાનો છે. જયાં સંખ્યા વધી ત્યાં મહત્વ વધ્યું. **અર્થાત આજના યુગનો માપદંડ સંખ્યા છે.** કોઇપણ સમાજ જીવિત છે કે મૃત છે એ જાણવું હોય તો તેની સંખ્યા કેટલી છે? એના ઉત્તરથી જાણી શકાય, કે સમાજ મૃત છે કે જીવિત છે. અર્થાત્ કોઇ પણ સમાજના મનુષ્યોની સંખ્યામાં વધારો થતો હોય તો તે જીવિત—પ્રાણવાન કહી શકાય અને ઘટાડો થતો હોય તો મૃત કહી શકાય.

એ સત્ય છે કે આર્યસમાજીઓની સંખ્યા ઘણી જ ઓછી છે છતાં પણ હૈદ્રાબાદના સત્યાગ્રહમાં તેણે વિજય પ્રાપ્ત કર્યો પરંતુ

જો તેની સંખ્યા વધારે હોત તો તે ઘણા થોડા પ્રયત્નથી જ વિજય મેળવી શકત. જેની સંખ્યા વધારે હોય છે તેની સાથે લડવાનું કે તેનું નુકશાન કરવાનું કોઇનું સાહસ થતું નથી. અને જો થોડી હોય તો શત્રૂ સમજે છે કે, ઠીક છે, એ છે કેટલા ? એને તો જોતજોતામાં કચડી નાંખીશું. એટલા માટે પણ સંખ્યા વધારવાનો પ્રયત્ન કરવો જોઇએ.

રાજકીય દષ્ટિથી જોતાં જણાય છે કે તેને વિશેષ અધિકાર છે જેની સંખ્યા વધારે છે. પછી ચાહે તેણે એક સ્ત્રીને બદલે પ સ્ત્રી લખાવીને પોતાની વસ્તી કેમ વધારી ન હોય?

ઉપરનાં બધાં કારણો જોતાં એ સત્ય છે કે પ્રત્યેક સમાજે પોતાની સંખ્યા વધારવી જોઇએ.

સન ૧૯૪૧ માં જન–ગણના થવાની છે. એ ગણનાથી આર્યોન્નતિ થઇ છે કે તેનો હ્રાસ થયો છે તે જણાશે. જો વૃદ્ધિ થઇ હશે તો શત્રુ તેનાથી કાંપશે અને સંસાર માનશે કે આર્યસમાજ જીવતો જાગતો સમાજ છે. તે શુકલ પક્ષના ચંદ્રના સમાન પ્રતિદિન વધી રહ્યો છે.

હૈદ્રાબાદના સફલ આર્ય સત્યાગ્રહને જોઇને મૃત હિન્દુઓમાં પણ પ્રાણનો સંચાર થયો છે. તેઓ પોતાને "આર્ય" નામથી ઓળખાવવા ચાહે છે. મને યાદ છે કે હમણાંની એક ઘટના છે કે હું સિદ્ધપુર ગયો હતો અને સિદ્ધપુર એટલે સનાતનીઓનો ગઢ–સિદ્ધરપુ એટલે બ્રાહ્મણોનું મંદિર. સિદ્ધપુર એટલે જુના વિચારની સાક્ષાત મૂર્તિ અર્થાત્ સિદ્ધપુર આર્ય શબ્દથી ભડકતું હતું. પરંતુ હું એક સનાતની ભાઇની દુકાન પર બેઠો હતો. મેં તેમને સિદ્ધપુરની અવસ્થા પુછી તેમણે પુરો ચિતાર ખેંચ્યો. મેં તેમને કહ્યું કે તમે હિંદુ સભાની સ્થાપના કરો અને સંગઠિત થાવ. તેમણે કહ્યું કે "પંડિતજી! હવે અમારે હિંદુ સભા સ્થાપવી

**નથી પરંતુ આર્ય સભા સ્થાપવી છે.**

મને સ્મરણ છે કે મારા મિત્ર શ્રી. ડો. કે. બી. પટેલ જેઓ સૂરત રહે છે તેમણે એક ઘટના સંભળાવી હતી તે આપના સમક્ષ રાખું છું જેથી ઉપરની ઘટનાને પુષ્ટ મળે છે.

"નિષેધ આજ્ઞાનો દિવસ"–"Prohibition day" મુંબઇમાં ઉજવવામાં આવ્યો હતો. વિપક્ષીઓએ કોંગ્રેસ મિનિસ્ટરીની પોલીસ પર આક્રમણ કર્યું હતું. શહેરમાં સ્થાન સ્થાન પર દંગા થતા હતા લોકોનો જાનમાલ સુરક્ષિત ન હતો તે સમયે ડોકટર મુંબઇમાં આવ્યા. કોટની પાસે માંડવી બજાર છે ત્યાં પોતાના મિત્રને મળવા ગયા. ત્યાં તેમણે "આર્યસમાજ મન્દિર" લખેલું પાટિયું જોયું. તેમણે પોતાના મિત્ર શેઠજીને પુછ્યું કે "શેઠજી અહિંના સમાજનું અધિવેશન ક્યારે થાય છે"?

શેઠજી—અહિં અધિવેશન થતું નથી.

ડોકટર—સમાજના સભાસદ નથી શું?

શેઠજી—ડોકટરજી! આપને ખબર નથી કે અહિં તો સમાજ છેજ ક્યાં?

ડોકટર—શેઠજી! તો આ બોર્ડ ક્યાંથી આવ્યું?

શેઠજી—ડોકટરજી! શું આપને ખબર નથી કે આ બોર્ડ એટલા માટે રાખવામાં આવ્યું છે કે અમારા મહલ્લામાં મુસલમાનો દંગો ન કરે.

ડોકટર—એ બોર્ડના જોવા માત્રથી તેઓ ચાલ્યા જાય છે?

શેઠજી—એ આર્યસમાજ મંદિરનું પાટિયું જોઇને કહે છે કે "**અરે આ તો આર્યા છે, ચલો યહાંસે.**" અમે તો એટલા માટે આ પાટિયું અહિં ટાંગ્યું છે.

આવી જ રીતે બીજી ઘણી ઘટનાઓ લખી શકાય છે પરંતુ વિસ્તારને કારણે અહિંથી વિરમીશ. આથી એ સિદ્ધ થાય છે કે મનુષ્યોને હિંદુના બદલામાં આર્ય લખાવવું વધારે સારૂં લાગે છે.

પ્રિય પાઠક! આપની જાણુકારી માટે "હિંદુ" અને "આર્ય" શબ્દોનું શાસ્ત્રીય દૃષ્ટિથી વિવરણ કરીશ. જેથી સ્પષ્ટતયા તમોને વિશ્વાસ થઇ શકે કે આપણે કોણ છીએ.

પ્રથમ આપણે હિંદુ શબ્દ પર વિચાર કરીશું.

જે ભાઇઓ સંસ્કૃત ભાષા જાણે છે તેઓ પૈકી કેટલાક હિંદુ શબ્દનો અર્થ નીચે લખ્યા પ્રમાણે કરે છે.

**"हिंसां दुनोति स हिन्दुः"**

અર્થાત્ **જે માણસ હિંસા કરતો નથી એ હિંદુ છે.** બીજા કેટલાક ભાઇ **हि+न+दु** એ ત્રણે વર્ણોના મનગમતા ભિન્નભિન્ન અર્થ કરી શબ્દ વ્યુત્પન્ન કરે છે.

ત્રીજા પ્રકારના કેટલાક ભાઇ **"हीनं जनं दूषयति"** અર્થાત્ **હીન (દુષ્ટ) મનુષ્યોનો નાશ કરે છે તે હિંદુ છે** એવી નિરુકિત કરે છે અને કહે છે કે એ નિરુકિત "મેરૂતંત્ર"માં છે વળી આ સત્ય છે કે "હિંદુ" શબ્દ પ્રાચીન નથી અને "ભારતવર્ષ" એ શબ્દ પણ અતિ પ્રાચીન નથી છતાં પણ આપણે આર્યાવર્તના બદલામાં એનો ઉપયોગ કરીએ છીએ તેવી રીતે એનો પણ ઉપયોગ કરવો જોઇએ.

સંસ્કૃત ભાષા સંસારની બધી ભાષાઓની માતા છે એ વાતને પશ્ચિમના ભાષા શાસ્ત્રી પણ માને છે અને સંસારમાં જેટલા શબ્દો છે તે સંસ્કૃતના શુદ્ધ અપભ્રંશ વા વિકૃત વા વિપર્ય્યય વૃત્તિવાળાં છે. કોઇપણ શબ્દ કેમ ન હોય તેની વ્યુત્પત્તિ સંસ્કૃતભાષામાં થઇ શકે છે પરન્તુ જ્યાં શબ્દની શાસ્ત્રીયતાની પરીક્ષા કરવી હોય તો કેવળ શબ્દની વ્યુત્પત્તિ માત્ર કરવાથી જ શાસ્ત્રીયતાની પરીક્ષા થતી નથી. પરંતુ તેને માટે તો શબ્દનો પ્રયોગ પ્રાચીન ઋષિમુનિઓએ કોઇ પણ ઠેકાણે કર્યો છે કે કેમ!

તે આપણે તપાસવું જોઇએ. શબ્દની વ્યુત્પત્તિ અને પ્રયોગ હોય તો શાસ્ત્રીય દૃષ્ટિએ શુદ્ધ પ્રયોગ કહી શકાય. નહીં તો ચાહે કરોડો કલ્પનાઓ કરો તે બધી નિરર્થક કહી શકાય.

પ્રાચીન ગ્રંથ એટલે વેદ, બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદ્ સૂત્રગ્રંથ, રામાયણ, મહાભારત, પુરાણ આદિ કોઈપણ ગ્રંથમાં 'हिन्दू' શબ્દ જોવામાં આવતો નથી એટલું જ નહિ પરન્તુ આજથી ૧૦૦૦ વર્ષ પૂર્વ રચાયેલા સાહિત્યના ગ્રંથોમાં પણ 'हिन्दू' શબ્દ જણાતો નથી. તો પછી કેવળ કલ્પનાના બળે વા વ્યુત્પત્તિ માત્રથી એ શબ્દને પોતાનો કરી લેવો એ બુદ્ધિમત્તા ન કહી શકાય.

હવે 'ભારતવર્ષ' શબ્દના ઉપયોગ વિષેનો ઉત્તર એ છે કે "ભારત' શબ્દની પાછળ આર્ય સંસ્કૃતિ અને પ્રાચીન રાજાનો ઇતિહાસ છુપાયેલો છે. ઇતિહાસના બળે, આર્યાવતને તે સમયના અથવા તેના પછીના લોકોએ ભારત કહેવું પ્રારંભ કર્યું જેમ કે આજ "શ્રદ્ધાનંદ બલિદાન ભવન". પહેલાં એ મકાનનું નામ બીજું હતું; પરંતુ એ મકાનમાં વિશેષ ઐતિહાસિક વસ્તુનો જન્મ થયો અતઃ એનું નામ બદલાઇ ગયું. શું આપણે મકાનોના નામ પોતાના પરથી વા મહાન પુરૂષના નામથી નથી રાખતા? એ પ્રમાણે કરવાનું કારણ શું? એ, કે, એ વ્યક્તિની અનુપસ્થિતિમાં એના ઇતિહાસનું સ્મરણ ચાલ્યા કરે. "ભારતવર્ષ" નામ રાખવાનું એજ પ્રયોજન છે. અર્થાત્ ભારતવર્ષ નામથી આદર્શ રાજા ભરતના ઇતિહાસનું સ્મરણ કરવામાં આવે છે. એટલા માટે જ ભારતવર્ષ કહેવામાં આવે છે. એને માટે પ્રાચીનતાની આવશ્યકતા નથી. પરંતુ હું પૂછું કે હિન્દુ શબ્દમાં કયો ઇતિહાસ અથવા ભાવ આવે છે કે જેને આપણે પકડી રાખવો જોઇએ.

કેટલાક ભાઈ કહે છે કે "સિન્ધુ" શબ્દ પરથી "હિન્દુ" શબ્દ બન્યો છે કારણ કે ફારસી ભાષામાં–પ્રાકૃત ભાષામાં 'સ' નો 'હ' બને છે. આ અવસ્થામાં "સિન્ધુ" 'હિન્દૂ' શબ્દ પ્રાચીન અને વેદનો શબ્દ છે.

'સિન્ધુ' શબ્દથી 'હિન્દુ' શબ્દ બનાવવો એ તો ખેંચાતાણી છે વેદથી એ શબ્દની સિદ્ધિ બતાવવા પ્રયત્ન કરવો ઠીક નથી. એને માટે નીચે જણાવેલાં કારણો છે.

**વેદમાં સ્થાન વિશેષનો ઇતિહાસ નથી.** 'સિન્ધુ' શબ્દથી કેવળ ભારતની જ નદી સિન્ધુનું ગ્રહણ નથી, પરંતુ વેદના અનુસાર **"સ્યંદનાત્ સિન્ધુ"થી કોઇ પણ સ્થાને શીઘ્ર પ્રવાહવાળી નદી હશે તેને વેદ સિન્ધુ કહે છે.** શીઘ્ર ગામી નદીનું હોવું અપેક્ષા કૃત છે. પ્રત્યેક દેશમાં શીઘ્ર પ્રવાહવાળી નદીઓ હોય છે. તો તેને સિન્ધુ અને તેનો અપભ્રંશ એટલે ફારસીમાં પ્રાકૃતમાં "સિન્ધુ" પ્રત્યેક દેશમાં હોવો જોઇએ. પરંતુ પ્રત્યેક દેશમાં એ શબ્દનો પ્રયોગ થતો નથી. તેથી સિન્ધુ નદીના કિનારે રહેનાર પુરુષો હિન્દુ છે એ કેવળ આર્યાવર્તના પુરુષો માટે કાઢશો તો એ ખેંચતાણી કરી હિન્દુ શબ્દને ન છોડવા માટે જ પ્રયત્ન છે.

હિન્દુ શબ્દ માનવ જાતિ માટે વેદને અભીષ્ટ હોય તો જેમ આર્ય શબ્દ જાતિને માટે પ્રયુક્ત છે તેમ તે પણ આવ્યો હોત. પરંતુ એમ નથી તેથી પણ માનવજાતિને માટે હિન્દુ શબ્દનો પ્રયોગ નિરર્થક છે.

જો કહો કે ફારસના લોકો ભારતમાં આવ્યા અને તેમણે સિન્ધુ નદીને જોઇ. તેઓ શુદ્ધ ઉચ્ચારણ ન કરી શક્યા અને તેમણે હિન્દુ કહ્યું હતું. હિન્દુ ત્યાંના લોકોને માટે પ્રયોગ કર્યો છે. એટલુંજ નહિ પરંતુ આખા દેશના લોકોને હિન્દૂ નામથી ઓળખવા લાગ્યા.

આ અવસ્થામાં એક તરફ વેદથી 'હિન્દુ' શબ્દને સિદ્ધ કરવા માટે પ્રયત્ન કરવો નિરર્થક છે કારણ કે ફારસીઓએ 'હિન્દૂ' શબ્દની ઉત્પત્તિ કરી છે. વેદે તો કેવળ નદીનું જ નામ રાખ્યું છે.

જો કહો કે સિન્ધુ નદીના કિનારે રહેનારા મનુષ્યો તે 'હિન્દુ' છે તો આથી સિદ્ધ થાય છે કે એક ભાગ વિશેષનું નામ હિન્દુ છે ન કે આખા ભારતવર્ષનું નામ.

વળી એમાં કોઇ વિશેષ ભાવના પણ નથી. અને ભાગ વિશેષમાં ઇતિહાસનો પણ કોઇ વિશેષ વિચાર નથી. તેમજ અર્થનું પણ ગૌરવ નથી. આ સઘળા કારણોને લીધે સિન્ધુથી હિન્દુ શબ્દની સિદ્ધિ કરી આખા દેશપર મઢવી એ આર્યજાતિ પ્રતિ-કૃતઘ્નતા છે, અને આર્ય દશનો, આર્ય ઇતિહાસનો દ્રોહ કર્યા સમાન છે.

જો કદાચ રાજનૈતિક કારણને લીધે જ હોય અર્થાત્ આજે મનુષ્ય આર્ય શબ્દનો વિરોધ કરે છે અને એ સમૂહને હાથમાં રાખવા માટે જ પ્રયોગ કરવો તો કાંઇક અંશમાં ઠીક કહી શકાય પરંતુ 'આર્ય' શબ્દનો વિરોધ કરવો તો ન પાલવે. સ્થિર સાહિત્ય ને માટે તો 'આર્ય' શબ્દ જ લખવો તેમજ માનવો જોઇએ. અને 'આય' શબ્દના પ્રચાર માટે અથવા જે અજ્ઞાની પક્ષપાતી મનુષ્ય ન માનતા હોય તેમને સમજાવવા જોઇએ કે જેથી તેઓ 'આર્ય' કહેવડાવે અને પ્રાચીનતાની તરફ જાય.

હવે હિન્દુ શબ્દના અર્થને વિચારીએ.

'**हिन्दू**' શબ્દ ફારસી ભાષાનો છે. વળી તે અરબથી ભારતમાં આવ્યો છે—જ્યારે અરબના લોકો ભારતમાં આવ્યા ત્યારે '**हिन्दू**' શબ્દ પણ પોતાની સાથે લેતા આવ્યા. આથી પૂર્વ ભારતમાં કદાપિ '**हिन्दू**' શબ્દ સાંભળ્યો ન હતો.

હવે એ શબ્દના અર્થ પર વિચાર કરીએ; એ શબ્દ ફારસી છે અતઃ ફારસી શબ્દકોષને જ જોવા જોઈએ.

'કરી મુલ લુગાત' ફારસી ભાષાનો શબ્દકોષ છે. તેમાં નીચે લખ્યા પ્રમાણે '**हिन्दू**'શબ્દનો અર્થ આપ્યો છે:—

**કાફ્ર, ચોર, લુંટારૂ, કાળો, ડાકુ આદિ**

ઉપરના અર્થોને જોતાં કોઈપણ સહૃદય પુરુષ પોતાને 'હિન્દૂ' કહેવડાવવામાં ગૌરવ લઇ શકે જ નહીં.

એ જાણવાની સ્વાભાવિક ઇચ્છા થાય કે **'आर्य'** શબ્દનો અર્થ શો ?

**'आर्य'** શબ્દ **ऋ गतौ'** ધાતુથી બન્યો છે.

**ऋच्छति गच्छति प्राप्नोति वा आर्यः॥**

જેનો અર્થ જ્ઞાન, ગમન (કર્મ) અને પ્રાપ્તિ થાય છે.

જ્ઞાન ઘણા મનુષ્યો પ્રાપ્ત કરે છે પરંતુ કર્મ કરતા નથી, તેમનું જ્ઞાન કેવળ કથન માટે જ હોય છે. તેમને આર્ય નથી કહી શકતા, પરન્તુ જેઓ જ્ઞાન પ્રાપ્ત કરી, આચરણમાં મૂકતા હોય પરન્તુ ફળની પ્રાપ્તિ પહેલાં જ કોઇપણ કારણવશ છોડી દે તો તેમને પણ આર્ય કહી શકાય નહિ. પરન્તુ જેઓ ફળની પ્રાપ્તિ સુધી કર્મ કરતા રહે તેમને પણ પૂર્ણતયા 'આર્ય' કહી શકાય નહિ. કારણ કે આજે યુરોપ આદિ પશ્ચિમના દેશોમાં ફળ પ્રાપ્તિ સુધી કર્મ કરે છે. પરંતુ તેઓને 'આર્ય' તો ન જ કહી શકાય. કારણ કે તેઓનું જ્ઞાન પ્રાણી માત્રને લાભપ્રદ તો શું મનુષ્ય માત્રને પણ લાભપ્રદ હોતું નથી. તેઓનું જ્ઞાન, કર્મ અને ફળ પ્રાપ્તિ તેઓ સુધી જ સીમિત હોય છે. અર્થાત્ આખા સંસારનો નાશ થાય તેમનો તેઓને ચિંતા થતી નથી. પરંતુ પોતાના સ્વાર્થ સિદ્ધિની જ ચિંતા હોય છે. **'आर्य' તો તેજ કહી શકાય કે જેનું જ્ઞાન નિર્દોષ હોય જનસામાન્યને હિતકારી હોય, ફળ પ્રાપ્તિ સુધી કર્મ કરતો હોય.**

---

**यवं वृकेणाश्विना वपन्त......ज्योतिश्चक्रथुरार्याय॥**

**ऋ० १-८०१७-१**

ઉપરના મંત્રમાં '**आर्य्याय**' પદ આવ્યું છે તે '**आर्य्य**' શબ્દની ચતુર્થી વિભક્તિ છે.

મહર્ષિ યાસ્કાચાર્ય '**आर्य्य**' શબ્દનો અર્થ '**ईश्वर पुत्रः**' એટલે '**ઇશ્વરનો પુત્ર**' ઇશ્વર સામર્થ્યવાન્, ઐશ્વર્યવાન્, બુદ્ધિમાન્ અને તેનો સાચો પુત્ર. ઇશ્વરની આજ્ઞા તે વેદ અને વેદાનુકૂલ આચરણ કરે-પોતાનું જીવન બનાવે તે '**ईश्वर पुत्र**' કહેવાય.

અમરકોષમાં પણ આર્ય શબ્દ આવ્યો છે તેમાં લખ્યું છે:-

**महाकुल-कुलीनार्य्य सभ्य सज्जन साधवः ॥**

અર્થાત્ મહાકુળમાં ઉત્પન્ન થયેલો, કુલીન, આર્ય, સજ્જન અને સાધુ ઉપરના બધા અર્થમાં છે.

રાજા રાધાકાન્ત દેવ બહાદુર દ્વારા પ્રકાશિત **શબ્દ કલ્પદ્રુમ** નામક સંસ્કૃત કોષમાં લખ્યું છે કે:—

**आर्यः—पूज्यः श्रेष्ठः इति शब्दरत्नावली**

અર્થાત્ '**आर्य्य**' એટલે '**पूज्य**' અને '**श्रेष्ठ**' શબ્દરત્નાવલી.

**संगत इत्यजयः**

'**आर्य्य**' અટલે **संगत** થાય છે અર્થાત્ જેણે પોતાના ચિત્તને ઇશ્વરમાં લગાવ્યું હોય અથવા સત્સંગીમાં લગાવ્યું હોય તેને '**आर्य्य**' કહે છે. (અજય)

આગળ બતાવ્યું છે કે:—

**मान्यः उदार चरितः, शान्तचित्तः, न्यायपन्थावलम्बी, प्रकृताचारशीलः, सततकर्तव्यकर्मानुष्ठाता यदुक्तम्:—**

*** कर्तव्यमाचरन् कार्यमकर्तव्य मनाचरन्**
**तिष्ठिति प्रकृताचारे स तु आर्य्य इतिस्मृतः ॥**

---

* ઉપરનો શ્લોક નાટય શાસ્ત્રનો છે. નાયકના ગુણ કેવા હોવા જોઇએ એ બતાવ્યું. એ શ્લોકમાં 'નાયક'ને '**आर्य**' નું ઉપનામ

અર્થાત્ પોતાના ઉત્તમ ગુણોના કારણે માનનીય હોય, જેનું ચરિત્ર ઉદાર હોય એટલે સંકીર્ણતાવાળુ ન હોય-બધાને માટે એક સમાન વ્યવહાર કરનાર, જેનું ચિત્ત શાંત હોય એકાગ્ર મનવાળો હોય, ન્યાયયુકત વ્યવહાર કરનારો હોય, જે સદાચારી હોય, પોતાના કર્તવ્યોનું-ફરજોનું ધ્યાનપૂર્વક પાલન કરનારો હોય એને '**आर्य्य**' કહેવાય. લખ્યું છે કે:—

જે મનુષ્ય કરવા યોગ્ય ઉત્તમ ધર્મકાર્ય હંમેશાં કરતો રહે અને ન કરવા જેવાં ખોટાં કામને-પાપા ચરણવાળા કામોને ન કરે એ '**आर्य्य**' છે.

અમદાવાદથી ગુજરાત વિદ્યાપીઠદ્વારા પ્રસિદ્ધ થએલા ગુજરાતી જોડણી કોષમાં પણ લખ્યું છે કે:—

આર્ય—કુલીન, સદાચારી.

ભારત વિશ્વવિહિત દાર્શનિક અને યોગી **શ્રી. અરવિંદ ઘોષ** જેણે ૧૦ વર્ષ સુધી '**आर्य**' નામક માસિક ચલાવ્યું હતું. તેઓ પોતાના પત્રના પ્રથમ અંકમાં '**आर्य**' શબ્દનું મહત્વ બતાવતાં લખે છે કે:—

The word 'Arya' expresses a particular ethical and social ideal of well governed life Condour, Courtesy, nobility straight dealing, courage, gentleness, purity, humanity, compassion protection of the weak, liberality observance of social duty, eagerness for knowledge, respect for the wise and the learned and the

---

આપવામાં આવ્યું. અર્થાત્ '**आर्य**' શબ્દનો પ્રયોગ નાટય શાસ્ત્રમાં પણ છે.

social accomplishments. There is no word in human speach that has a noble history.

The 'Arya' is he who strives and overcomes all Outside him and within him that stands opposed to human advance. Self conquest is the first law of his nature. He overcomes mind and its habits and he does not live in a shell of ignorance, inherited prejudices, customary ideas, pleasant opinion, but knows how to seek and choose, to be large and flexible in intelligence, even as he seeks truth, in everything right, is firm and strong in his will for in everything height and freedom. The Arya is a worker and a warrior. Always he fights for the coming of the kingdom of God in himself and the world."

ઉપરના ઉદ્ધરણનો સાર એ છે કેઃ—'**आर्य**' શબ્દમાં સંયમ પૂર્ણ જીવન, સ્પષ્ટવાદિતા—કોઇનો પણ ડર વા શરમ રાખ્યા વગર યથાર્થ વસ્તુને જણાવનાર અને કરનાર, વિનય, શ્રેષ્ટતા, સરળતા, સાહસ, નમ્રતા, પવિત્રતા, સહાનુભૂતિ, દયા, નિર્બલોની રક્ષા, ઉદારતા, સામાજીક ધર્મપાલન, જ્ઞાનને માટે ઉત્સુકતા, જ્ઞાનીઓ અને વિદ્વાનોનો સત્કાર ઇત્યાદિ ગુણોનો સમાવેશ થાય છે. માનવ ભાષામાં કોઇ પણ એવો શબ્દ નથી કે જેની પાછળ આટલો શ્રેષ્ઠ ઇતિહાસ સમાયો હોય.

તે મનુષ્ય '**आर्य**' કહી શકાય કે જે માનવજાતિની ઉન્નતિ માટે બહારના તેમજ અંદરના વિઘ્નોને દૂર કરનારો હોય છે. વળી

જે સંયમી છે. અજ્ઞાનમાં રહેવું પસંદ કરતો નથી. રીતરિવાજનો દાસ બનતો નથી તે 'આર્ય' છે. જેની ઇચ્છાશક્તિ દૃઢ છે, જે સર્વત્ર, સત્ય, યથાર્થતા, ઉચ્ચતા અને સ્વતંત્રતાની શોધમાં અને તેની પ્રાપ્તિ માટે ઉદ્યત રહે છે તે 'આર્ય' છે. તે ચતુર કાર્યકર્તા અને યોદ્ધો પણ હોય છે. તે પરમેશ્વરના રાજ્યની પ્રાપ્તિ માટે પોતાના અંદરના તેમજ સંસારના દુર્ગુણોની સાથે યુદ્ધ કરે છે, તે 'આર્ય' છે.

મહાભારતમાં 'आर्य' શબ્દ અનેક સ્થળે આવ્યો છે, પરંતુ એક બીજે ઠેકાણે 'आर्य' શબ્દની વ્યાખ્યા કરી છે તે જનતાની જાણકારી માટે ઉપસ્થિત કરું છું:—

न वैरमुद्दीपयति प्रशान्तं
न दर्प मारोहति नास्तिमेति।
न दुर्गतोऽस्मीति करोत्यकार्यं
तमार्यशीलं तस्माहुरार्य्याः॥ ११२

न स्वे सुखे वै कुरुते प्रहर्षं
नान्यस्य दुःखे भवति प्रहृष्टः।
दत्वा न पश्चात् कुरुतेऽनुतापं
स कथ्यते सत्पुरुषार्य्यशीलः॥ ११३॥

प्रजागर पर्व ३३:

જે મનુષ્ય દબાઈ ગએલા વેરને તાજું કરે નહીં, કદાપિ અભિમાન કરે નહીં, પોતાને નીચો માને નહિ, મારૂં કોઇ અસ્તિત્વ છે નહિ એમ સમજી જે ખરાબ કામ કરે નહિ તેને 'आर्य' પુરુષો પણ 'આર્ય' કહે છે.

જે પોતાના સુખમાં આનંદ માનતો નથી તેમ બીજાના દુઃખમાં આનંદ માનતો નથી, વળી કોઇને વસ્તુ આપ્યા પછી પશ્ચાતાપ કરતો નથી તે માણસને આર્ય પુરુષો 'आर्य' કહે છે.

રામાયણમાં અનેક સ્થળે 'आर्य' શબ્દનો પ્રયોગ થએલો છે. મહર્ષિ વાલ્મીકિએ પણ 'आर्य' શબ્દનો પ્રયોગ શ્રી. રામચંદ્રજી સાથે કર્યો છે. અને બતાવ્યું છે કેઃ—

**आर्य्यः सर्वसमश्चैव सदैव प्रियदर्शनः ॥**

મહારાજ રામચંદ્ર 'आर्य्य' છે અર્થાત્ પ્રાણી માત્ર પ્રતિ સમાન ભાવ રાખે છે અને પોતે પ્રિય દર્શન છે.

કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં શ્રી. મહામુનિ ચાણુક્ય લખે છેઃ—

**आर्य्यः सः यः स्वमिव परममपि पश्यति ॥**

અર્થાત્—તે મનુષ્ય 'आर्य्य' છે કે જે બીજાઓને પોતાના સમાન જુએ છે. સાર એ છે કે યદિ કોઇ મારા પ્રતિ ખરાબ આચરણ કરે અને મને દુઃખ થાય છે તેમ મારા આચરણથી બીજાઓને દુઃખ થાય છે એમ માની જે બધાની સાથે પોતાપણું જુએ છે તે 'आर्य्य' છે.

આપણે 'आर्य्य' શબ્દની વ્યુત્પત્તિ તેમજ તેનો અર્થ જોયો. હવે 'સ્થાલીપુલાક ન્યાય' થી પુરાણોમાં પણ 'आर्य्य' શબ્દનો પ્રયોગ દેખાડવા યત્ન કરીશ

**यन्नैमिषारण्य मुनीश्वराणां**
**प्रोक्तं पुरा व्यास मुनीश्वरेण ॥**
**तस्मादसावादि गुरु र्भवांस्तु**
**द्वितीय 'आर्य्यो' भुवने प्रसिद्धः ॥ २५ ॥**

**शिव पु. के. सं. ६ अ. २३**

**व्यासं षडंगादिग्बन्धं विनियोग मशेषतः ।**
**प्रोक्तवानह'मार्य्या'णां जप्रत्सृष्टिचित्तृद्धये ॥ ३६ ॥**

**वायु पु सं ७ खं. २ अ. १६**

न्यासं षडंगकृत्बन्धं विनियोग मशेषतः ।
पोक्तवानह'मार्य्यां'णां लोकानां हित काम्यया ॥ २४ ॥
लिङ्ग पु. पूर्व भाग अ. ८५
ज्येष्ठ सर्वेश्वरः सौम्यो महाविष्णु-तनुः स्वयम् ।
'मार्य्य' सेनापति साक्षात्गहनो मख मर्दनः ॥ ८३ ॥
लिङ्ग पु. पूर्व भाग अ. ८२
अह 'मार्य्ये'श्च भवती वेश्याश्च बहुभोगिनि ॥ ८२ ॥
भविष्य पु. प्र. स. प. ३ अ. ३

સાહિત્યમાં 'आर्य्य' શબ્દનો પ્રયોગઃ

જનકઃ—आर्य्य गृष्टे !...चतुर्थोङ्क उत्तर रामचरितत् ॥
आर्य्यः=मान्य

લક્ષ્મણે રામચંદ્રને માટે 'आर्य्य' શબ્દનો પ્રયોગ કર્યો છેઃ—
લક્ષ્મણઃ—आर्य्य ! नाटकमिदं नाटकमिदम् ॥ सप्तमोऽङ्क ।

સ્થાન સ્થાન પર સીતાએ પોતાના પતિ શ્રી. રામચંદ્ર માટે 'आर्य्यपुत्र'* શબ્દનો પ્રયોગ કર્યો છેઃ—

આથી પણ 'आर्य्य' શબ્દનો પ્રયોગ તો સિદ્ધ થાય છે જ.

सीता—आर्यपुत्र !.........

કવિકુલ શિરોમણિ કાલિદાસે પોતાના કાવ્યમાં 'आर्य्य' શબ્દનો પ્રયોગ કર્યો છે.

---

*'आर्यपुत्र'નો અર્થઃ—

નાટકમાં 'श्वशुर'ના અર્થમાં રૂઢ થયો છે. પરન્તુ વાસ્તવમાં પહેલાં 'श्वशुर'ને 'आर्य' એટલા માટે કહેતા કે તેમનામાં 'आर्य'ના ગુણો હોય છે. અને તેમનો પુત્ર તે 'आर्यपुत्र'.

**तमार्य्यगृह्यं निगृहीतधेनुः** ॥ રઘુવંશ ॥

કાશીના વિશ્વનાથ મંદિરના મુખ્ય દ્વાર પર **'आर्य्य'** શબ્દનો પ્રયોગ:—

**आर्य्याणां प्रवेशः नेतरेषाम्** ॥

સંધ્યાદિ શુભ કર્મ કરતી વખતે વર્તમાન સમયમાં પણ સંકલ્પ કરવામાં આવે છે તેમાં **'आर्य्य'** શબ્દનો પ્રયોગ:—

**ओं तत्सत् श्री ब्रह्मणे......मुहूर्ते जम्बुद्वीपे आर्यावर्तदेशे भरतखण्डे......करिष्ये** ॥

મહાત્મા બુધ્ધે પોતાના શિષ્યોને સંબોધન કરી કહ્યું કે:—

હુ સનાતન **'आर्य धर्म'** નો પ્રચાર કરી રહ્યો છું.

સ્વ. લોકમાન્ય બાલગંગાધર તિલક મહારાજે પોતાના પુસ્તક 'ગીતા રહસ્ય' માં સમર્પણના શ્લોકમાં **आर्य** શબ્દનો પ્રયોગ કરતાં લખ્યું છે કે:—

**'तमार्याः श्रोतुमर्हन्ति कार्याकार्यविदक्षवः** ।

મદ્રાસ પ્રાંતમાં મુસલમાનોનો પગપેસારો એટલો બધો થયો નથી. ત્યાં આજે પણ **आर्य** અને **'अनार्य'** શબ્દનો પ્રયોગ જોવામાં આવે છે. જો કે તે શબ્દો અશુદ્ધ બોલાય છે. જેમકે તેઓ **'आयर'** અને **'नायर'** **'आर्य'** શબ્દનો અપભ્રંશ **'आयर'** છે અને **'अनार्य'** શબ્દનો અપભ્રંશ **'नायर'** છે.

રાષ્ટ્રિય નેતા શ્રી. ભૂલાભાઈ દેશાઈએ તા. ૨૦ માર્ચ ૧૯૩૮ એ ડી. એ. વી. કોલેજ લાહોરના પારિતોષિક વિતરણના ઉત્સવ પ્રસંગે વ્યાખ્યાન આપતાં કહ્યું કે "**મને આર્ય સભ્યતા પર અભિમાન છે. એટલુંજ નહીં પરન્તુ મને પોતાને પણ आर्य હોવાનો ગર્વ છે.** (આર્યમિત્ર. ૩૧–૩–૩૮

આજ જર્મનીનો હેર હિટલર પણ પોતાને '**आर्य लोही**'નો ગતાવે છે અને પોતાને '**आर्य**' કહે છે અને પોતાના દેશ વાસીઓને પણ '**आर्य**' કહેવડાવે છે.

હિન્દુઓની અસંગઠિત અવસ્થા જોઇને જાતિને સંગઠન કરવા **માટે ૧૯મી સદીના પરમ યોગી, નવયુગ વિધાતા મહર્ષિ દયાનંદે 'સત્યાર્થપ્રકાશ'માં 'हिन्दू'ના બદલામાં 'आर्य्य' અને 'हिन्दुस्तान'ના બદલામાં 'आर्य्यावर्त' લખ્યું છે.** તેમણે કોઇ પણ ઠેકાણે હિન્દૂ નામથી સંબોધન કર્યું નથી.

**આપણે આર્યોના વંશજો છીએ. મિત્રો! પવિત્રતા, નિર્મળતા અને અનેક ગુણોથી જેની કીર્તિ દિગંતમાં વ્યાપી હતી એવા આર્યોના આપણે સંતાન છીએ તે ભૂલતા નહીં.**

**..............મહાન્ આર્યો તમારા પૂર્વજો છે.**

"શ્રી. સૈયદહુસેન" (આર્યપ્રકાશ તા. ૫-૧૨-૩૭)

આપણે પ્રાચીન તેમજ અર્વાચીન ગ્રંથોનું નિરીક્ષણ કર્યું. હવે વેદનો આ સંબંધમાં કેવો વિચાર છે તેનું પણ અવલોકન કરીએ.

વેદમાં '**आर्य**' નામ ઘણા સ્થળે આવ્યું છે. '**आर्य**' નામ ઘણું જ પવિત્ર છે. જે મનુષ્ય વા જાતિ એને ગ્રહણ કરે છે તે મનુષ્ય વા જાતિ નિશ્ચયથી પોતાની આશ્ચર્યજનક ઉન્નતિ કરે છે. વેદ આદેશ કરે છે કે:—

**कृण्वन्तो विश्वमार्य्यम् ॥ ऋग्वेद**

આ વાકયને પાઠકોએ અનેકવાર વાંચ્યું હશે વા વ્યાસપીઠોથી અનેકવાર સાંભળ્યું હશે. વેદનો આદેશ છે કે 'આખા સંસારને '**आर्य**' બનાવો.'

વેદમાં '**आर्य**' શબ્દ મનુષ્ય અને પુરુષનો પર્યાયવાચી છે. કોઇ દેવ તો બની શકે છે પણ વેદના અનુસાર મનુષ્ય બનવું કઠણ મુશ્કિલ કાર્ય છે. દેવ એટલે દાન કરે-પ્રકાશ કરે, કોઇ ધન, બળ પ્રાપ્ત કરે અને તેનું દાન કરે તો તેની ખ્યાતિ થાય અને મોટાઇ મળે, પછી તે દેવ કહેવાય. પરંતુ '**आर्य**' મનુષ્ય કે પુરુષ બનવા માટે તો મનનશીલ બનવું પડે છે. હિતાહિત, સત્યાસત્ય, હાનિલાભનો વિચાર કરીને એકનો ત્યાગ અને બીજાનું ગ્રહણ કરવું પડે છે. દેવતામાં તો કોઇ પણ માર્ગનું અનુકરણ કરે તો ચાલ્યું જાય છે પણ બીજામાં તો અર્થસહિત અને અનર્થ રહિત બનવું પડે છે. વિવેક, વિનય, વિચારથી મુક્ત બનવું પડે છે અને વૈર, વિરોધ, વિકાર આદિથી રહિત બનવું પડે છે.

કેટલો સુંદર ઉપદેશ છે! વેદે કોઇ મનુષ્ય વા જાતિનો મતભેદ રાખ્યા વગર આખા સંસારને '**आर्य**' બનાવવાનો ઉપદેશ આપ્યો છે. જો સંસારનાં મનુષ્ય '**आर्य**' બને તો તેમાં પ્રત્યેક પ્રાણીઓનું હિત સમાયેલું છે. '**आर्य**' બનવાથી મનુષ્યમાં મનુષ્યતા આવે છે અને મનુષ્ય બને છે. તે કોઇની સાથે અન્યાય કરતો નથી પરંતુ બધાની સાથે ન્યાયનો વર્તાવ કરે છે અને કોઇને પણ સતાવતો નથી.

વેદાજ્ઞાથી સમજી શકાય કે **પ્રત્યેક દેશમાં અને જાતિમાં આર્ય મળી શકે છે પરંતુ તેઓ વિરલાજ હોય છે.** જેમકે સ્વ. દેશબન્ધુ એન્ડ્રુઝ ખ્રસ્તી ધર્મમાં થયા, સ્વ. દાદાભાઇ નવરોજજી પારસીઓમાં તેમજ સ્વ. અબ્બાસ તૈયબજી ઇસ્લામ ધર્મમાં થયા. એવા આર્ય પુરુષના પુણ્ય પ્રતાપથી જ દેશ અને જાતિ ઉન્નતિના શિખરે ચઢે છે અને સન્માનને પ્રાપ્ત કરે છે.

એવા પુરુષો પોતાની પ્રશંસાથી દૂર રહે છે અને પોતાનું કાર્ય કર્યે જાય છે. પોતાનું જીવન કર્મપરાયણ બનાવે છે અને

પોતાના જીવનની પૂર્ણાહુતિ પણ પોતાની કર્તવ્યપરાયણતામાં કરે છે અને અંતે સંસારનો ત્યાગ કરી સદ્દગતિને પ્રાપ્ત થાય છે. એટલા જ માટે—

વેદ આજ્ઞા કરે છે કે એવા પુરુષોને—આર્ય તરીકે ઓળખતાં શીખો અને બીજા અનાર્ય્ય વા દસ્યુને પણ જાણોઃ—

**विजानीह्यार्यान् ये च दस्यवः ॥ ऋग्वेद**

મંત્રમાં ઉપદેશ આપ્યો છે કે જે **વ્રતી છે તે 'आर्य' છે. અને જે વ્રતભંગી—અવ્રતી છે તે દસ્યુ છે.**

પ્રભુ આદેશ કરે છે કે '**आर्य**' (ઐશ્વર્યશાળી) બનો. તેથી વેદમાં આદેશ આપ્યો છે કેઃ—

**अहं भूमिमददामार्यम् ॥ ऋग्वेद ॥**

હું ભૂમિનું રાજ્ય '**आर्य**'ને આપું છું.

**પરમ યોગી શ્રી. સ્વામી** દયાનન્દજી મહારાજ આ મંત્રના ભાષ્યમાં લખે છે કેઃ—

**आर्याः—श्रेष्ठगुणकर्मस्वभावयुक्ता-मनुष्याः ॥**

અર્થાત્ **જે શ્રેષ્ઠ ગુણ, કર્મ અને સ્વભાવયુક્ત મનુષ્ય છે તેઓ 'आर्य' છે.**

ઉપરના લેખમાં '**आर्य**' શબ્દનો અર્થ કેટલો સુંદર છે! તેમાં રહેલી ભાવના કેટલી ઉત્તમ છે! વળી તેના અનુસાર આચરણ ઉન્નતિને પ્રાપ્ત કરાવી શકે છે. સંસારમાં પ્રાણી માત્રને માટે કલ્યાણનું નિમંત્રણ આપે છે. '**आर्य**' શબ્દમાં કોઇ પણ ઠેકાણે મતમતાંતરોની વા સંપ્રદાયોની સંકુચિત વૃત્તિની ગંધ પણ આવતી નથી. વળી કોઇ દેશ વા જાતિ વિશેષના પક્ષપાતનું નામ નિશાન પણ જણાતું નથી.

અતઃ મારૂં નમ્ર નિવેદન છે કે હિન્દૂ સભાવાદી હોય કે પૌરાણિક હોય, તેમણે પોતાની સંજ્ઞા 'आर्य' રાખવી જોઇએ. કેવળ ભારત નહિ પરંતુ મારી તો પ્રાર્થના છે કે સંસારના પ્રત્યેક મનુષ્યે ચાહે તે રંક હોય કે રાજા હોય, સ્રી હોય કે પુરુષ હોય, બાળક હોય કે વૃદ્ધ હોય ચાહે તે કેમ ન હોય-મનુષ્ય માત્રે પોતાની સંજ્ઞા 'आर्य' રાખવી જોઇએ; 'आर्य' નામથી લખાવવું જોઇએ, અને તેના અનુસાર આચરણ કરી પોતે સુખ પ્રાપ્ત કરે અને પ્રાણીમાત્રને સુખના માર્ગ બનાવી આપે.

આપણી જનગણનામાં નીચે જણાવેલી વાતો પુછ-વામાં આવે છે અને તેનું કોષ્ટ નીચે પ્રમાણે હોય છે.

| કોષ્ટ નં. ૧ | કોષ્ટ નં. ૪ | | કોષ્ટ નં. ૮ | | |
|---|---|---|---|---|---|
| નામ | (क) ધર્મ | (ख) સંપ્રદાય | જાતિ | કોમ | નસલ |
| | વૈદિકધર્મ | આર્ય | આર્ય | | |

આઠમા કોષ્ટમાં જાતિ હિન્દુઓને માટે કોમ મુસલમાનો માટે અને નસલ ઇસાઇ માટે છે.

ઘણા ખરા મનુષ્યો કોષ્ટકમાંના (क) ૪ માં "હિન્દૂધર્મ" અને તેનાજ (ख માં) બ્રાહ્મ, દેવસમાજી સનાતન ધર્મ આદિ

લખાવે છે. પહેલો પ્રશ્નનો એ છે કે હિન્દૂ ધર્મ ક્યારથી અને ક્યાંથી આવ્યો? એ પ્રશ્નનો જ વિચાર કરવા જેવો છે. હિન્દૂની સમાલોચના આગળ આવી ગઇ છે.

વાસ્તવમાં આપણે વેદના અનુયાયી છીએ. **વેદ આપણું ધર્મ પુસ્તક છે અને એના ધર્મને 'વૈદિક ધર્મ'** અર્થાત્ આપણો બધાનો "વૈદિક ધર્મ" છે. અને (ख) **ના ખાનામાં** જે સંપ્રદાય માનતા હોય તે લખાવવો જોઇએ: **વૈદિક ધર્મી આર્ય લખાવી શકાય.** અને **જાતિના ખાના (કોષ્ઠ) માં આર્ય લખાવવું જોઈએ.**

ઉપર પ્રમાણે લખાવતાં Census officers પ્રતિબંધ કરે કે તમારે તમારી જન્મની જાતિજ લખાવવી પડશે તો નીચેના ઉદ્ધરણોનો ઉપયોગ તેમના ઉત્તરમાં કરી શકાય.

સન. ૧૯૩૧ ની જન-ગણનાના સંબંધમાં ભારત સરકારે જન ગણનાના ગણકોને સ્પષ્ટ લખ્યું છે કે જે પોતાને આર્ય અથવા આર્યસમાજી પ્રકટ કરે તેમને જાતિ પુછી શકાય નહીં, અને જો તેઓ જાતિના ખાનામાં કાંઇ પણ ન લખાવે તો તે ખાલી રહેવા દેવું જોઇએ.

આર્યસમાજી કહે કે અમે જન્મગત જાતિ તો છોડી દીધી છે અને અમે કોઈ જાતિને નથી માનતા તો તેમની જાતિ આર્ય લખવી જોઇએ. (હિન્દૂ-૫ સપ્ટેમ્બર ૧૯૩૮).

એમ પ્રતીત થાય છે કે ઉપર જણાવેલી આજ્ઞાઓના અનુસાર સન. ૧૯૧૧ ની જન ગણનામાં કોષ્ટ ૮ માં સુધારક સંપ્રદાયોએ-આર્ય, બ્રાહ્મ સિખ ઇત્યાદિ લખાવ્યું હતું. એટલા માટેજ ૧૯૧૧ ની મનુષ્ય ગણુના (પંજાબ) ના રીપોર્ટના ૪૩૫ અને ૪૪૫ માં પૃષ્ઠ નીચે લખેલી ટિપણી મળે છે.

"આર્ય અને ખાલસા નવી જાતિઓ છે. અને તેનું વર્ણન આ અધ્યાયના અંતમાં આપેલા કોષ્ટકમાં છે. જો કે કેટલાક મનુષ્યોએ પોતાની જાતિ 'આર્ય' બતાવવાનો સન ૧૮૮૧ માંજ આરંભ કર્યો હતો.

"આર્ય શબ્દ જાતિ તરીકે મનુષ્ય ગણનામાં આ પ્રથમ સમયજ લખાયો છે. કેટલાક કટ્ટર આર્યસમાજીઓએ જેઓ જન્મથી જાતિ ભેદ માનતા નથી તેમણે પોતાની જાતિ નથી લખાવી પરન્તુ તેમણે પોતાને જાતિ અને સંપ્રદાયના કોષ્ટકમાં આર્ય લખાવ્યું છે."

ઉપર જણાવેલા ઉદાહરણોના આધાર પર પંજાબની મનુષ્ય ગણનાના સુપ્રિન્ટેન્ડેન્ટે ૧૪ જાન્યુઆરી ૧૯૨૯ ને રોજ શુદ્ધિ સભા હુશિયારપુરના મંત્રીજીને લખ્યું હતું.

સન ૧૯૧૧ માં કેવળ ૨૧૩ મનુષ્યોએ પોતાની જાતિ લખાવી ન હતી. યદ્યાપિ સંભવતઃ ૧૯૨૧ માં એનાથી ઘણીજ વધારે સંખ્યામાં મનુષ્યો નહીં લખાવે છતાં પણ આ રીવાજ સાર્વભૌમ થવાની સંભાવના નથી. તેથી હું બધા આર્યસમાજીઓને જાતિ ન લખાવવી એવી આજ્ઞા આપતો નથી, તથાપિ હું આજ્ઞા પ્રચલિત કરીશ કે જે આર્યસમાજી પોતાની જન્મ જાત ન લખાવવા ચાહે તેની જાતિ "આર્ય" લખી શકાય. આથી મને વિશ્વાસ છે કે આર્યસમાજીઓ જે જાતિને નથી માનતા તેમને પણ સંતોષ થશે. (હિન્દુ ૫ સપ્ટેમ્બર ૧૯૩૮).

યુ. પી. સરકારના ચીફ સેક્રેટરીએ ૧૩ જુન ૧૯૩૪ માં નીચે લખેલી આજ્ઞા પ્રકાશિત કરી હતીઃ—

No. 1235/111–39

From:—

H. Bomford Esqr. C. I. E.

Chief secretary to Government of U. P.

To,

(1) All district officers and Commisioners of Division and Deputy Commisioners in charge Kumaun Division, United Provinces.

(2) All District and Session Judges, United Provinces.

(3) The Inspector General of Police, United Previnces.

(4) The secretaries to Government, Public Works Departments, Irrigation Branch U. P.

Lucknow,
Dated 13th June 1934

Sir,

It has been brought to the notice of Government that in certain places "Bhangis" and "Chamars" who have been converted to Christianity are described by the police and court as Bhangis and Chamars inspite of their conversion. I am directed to issue instructions

(1) and (4) officers subordinate to you.

(2) Courts.

(3) Police officials to describe such converts as Christians in future.

અર્થાત્ ભારત સરકારે ઉપરોક્ત યુ. પી. સરકારને ઇસાઇઓના સંબંધમાં સ્પષ્ટ આજ્ઞા આપી છે કે ભંગી, ચમાર આદિ ઇસાઇ થઇ ગયા પછી તેને ભંગી, ચમાર ન લખતાં ઇસાઇ જ લખવામાં આવે.

પંજાબમાં તો સ્પષ્ટ આજ્ઞા છે. યુ. પી. માં ઇસાઇઓ માટે સ્પષ્ટ આજ્ઞા કરવામાં આવી છે આથી સરકારના સંબંધમાં કોઈ પણ પ્રકારનું દબાણ થઈ શકે નહીં. અને એ કદાચ થાય તો પ્રાંતીય સભાને સુચના કરવી. જેથી તેના પર યોગ્ય પગલાં ભરી શકાય.

પ્રિય પાઠકો! પોતાના વાસ્તવિક સ્વરૂપને ભુલેલા માનવ સમાજને ધર્મ-જાતિના સંબંધનું શુદ્ધ સ્વરૂપનો પરિચય કરાવી કર્તવ્યનું પાલન કરશો.



શ્રી. રામજી પુંજા 'આર્યપ્રકાશ' પ્રેસ, આર્યનરોડ, આણંદમાં રણછોડભાઇ વહેરીભાઇ પટેલે પ્રકાશક માટે છાપ્યું. તા. ૫-૩-૪૦